# રાત્રિભોજન માટે ધૂળ

એન ટર્નર

ચિત્ર: રોબર્ટ બેરેટ



# રાત્રિભોજન માટે ધૂળ

એન ટર્નર
ચિત્ર: રોબર્ટ બેરેટ





# અનુક્રમણિકા




# 1. ધૂળનું તોફાન

અમે એક નાના ઘરમાં રહેતા હતા,

એક ખુલી જગ્યામાં .

માઁ પાસે એક રેડીઓ હતો,

અને અમને રાતના નાચવાનું

બહુ પસંદ હતું.

પાપાએ મને કહ્યું,

"તું નીંદણની જેમ વધી રહ્યો છે, જેક!"

"હું આપણી મકાઈના દાંડા જેટલો લાંબો છું," મેં કહ્યું.

પણ એક વરસ વરસાદ ન આવ્યો,

અને પવન ફૂંકાયો.

અમે રેડીઓ પહેલા જેટલો ન સાંભળ્યો,

અને અમે ક્યારેક જ નાચ્યા.

"હું એવું ઈચ્છું છું કે આપણા ઘઉં

પણ તારી જેમ ઝડપથી ઉગે, જેક,"

પાપાએ કહ્યું.

"વરસાદ ક્યાં જતો રહ્યો?" મેગીએ પૂછ્યું.

પાપાએ બસ એનું માથું હલાવ્યું.

અમે બધાએ આકાશ તરફ જોયું અને

અને ચિંતિત થયા.





પવનને લીધે ધૂળ

અમારા ઘરમાં અને અમારા ચહેરા પર ઉડી.

એક રાતે મેં કહ્યું,

"આપણે રાત્રિભોજનમાં ધૂળ ખાઈ રહ્યા છીએ!"

પણ મારી વાત પર કોઈ હસ્યું નહીં.





બીજે દિવસે આકાશમાં અંધારું છવાઈ ગયું.

"એ મેઘગર્જના સાંભળો!"

મેગીએ બૂમ પાડી.

ગાય અહીં-તહીં ભાગી રહી હતી.

અમારો કૂતરો સેમ ભસવા અને રડવા લાગ્યો.

"તોફાન આવી રહ્યું છે!" પાપાએ બૂમ પાડી.

"જલ્દી કરો! જાનવરોને

તબેલામાં ખસેડવામાં મારી મદદ કરો."

"મેગી, સ્નોબોલ ને ભૂલતી નહીં!"

મેં કહ્યું.



ત્યાં એક કાળું વાદળું

આકાશમાં છવાઈ ગયું.

વીજળી ચમકી.

"ઘર તરફ ભાગો!" પાપાએ બૂમ
પાડી.

ધૂળ મારા ચહેરા પર ડંખ મારવા
લાગી.





પાપાએ બધી બારીઓ

અને દરવાજા બંધ કરી દીધા,

પણ ધૂળ હજી અંદર આવી રહી હતી.

"ધૂળને કંઇ રોકી ન શકે!"

મામાએ કહ્યું.

માઁ એ અમને ભીના કપડાં આપ્યા

જેથી અમે એને અમારા ચહેરા પર

લપેટી શકીયે.

તોફાનનો અવાજ એવો આવી રહ્યો હતો

જાણે કોઈ ધસમસતી ટ્રેન પસાર થઇ રહી હોય.

ઘણાં સમય પછી પવન રોકાયો.

માઁ એ કહ્યું,

"હવે તોફાન શમી ગયું છે."

"વરસાદ વગર તોફાન કેવી રીતે

આવી શકે છે?" મેગીએ પૂછ્યું.



પાપાએ કહ્યું, "આ ધૂળનું તોફાન છે,

કાળી હિમવર્ષા જેવું."

માઁ એ ઉધરસ ખાધી અને બોલી,

"વરસાદ પછી આવશે.

કદાચ આવતું વરસ સારું હશે."



## 2. વેચાઈ ગયું!

પણ બીજે વર્ષે પણ વરસાદ ન આવ્યો.

મકાઈ અને ઘઉંના છોડ નાના જ રહ્યા.

"ઝાડ હાડપિંજર જેવા લાગે છે,"

મેગીએ કહ્યું.

"પાંદડાને ઉગવા માટે પણ

પર્યાપ્ત પાણી નથી!" મેં કહ્યું.

અમે ડરી ગયા.

પછી બીજા બે ધૂળવાળા તોફાન આવ્યા,

અને અમારી પાંચ ગાય મરી ગઈ.







એક રાતે પાપાએ કહ્યું,

"હવે પૈસા બચ્યા નથી.

પાક ન હોવાનો અર્થ છે

પૈસા ખલાસ થઈ ગયા છે."

"શું આપણે ખેતર વેચવું પડશે?"

મેં પૂછ્યું.

"હા," પાપાએ કહ્યું, "લિલામમાં,

આપણા પાડોશીની જેમ."

"કદાચ કોઇ બીજી જગ્યાએ

હાલત વધારે સારી હોય," માઁ એ કહ્યું.

"આપણા પાડોશી કેલિફોર્નિયા ચાલ્યા ગયા છે,"

પાપાએ કહ્યું. "આપણે પણ ત્યાંજ જઈશું.

ત્યાં નોકરી હશે અને ધૂળ પણ નહીં હોય."

"કેલિફોર્નિયામાં ધૂળ નહીં હોય,"

મેગીએ ગાયું, અને અમે સ્મિત કર્યું.

લિલામીનો દિવસ આવ્યો.

એક કાળી ગાડી આવી.

"આ એક અંતિમ સંસ્કાર

જેવું લાગી રહ્યું છે," મેં માઁ ને કહ્યું.

માઁ એ રેડીઓ પકડયો અને કહ્યું,

"જલ્દી કર, જેક, આને

ભૂસાના ઢગલામાં સંતાડી દે.

પછી એ આપણો રેડીઓ નહીં લઈ જઈ
શકે!"



જ્યારે હું પાછો ફર્યો,

ત્યારે એક માણસ માઁ ની ખુરશી વેચી રહ્યો હતો.

"વેચાઇ ગઈ!" એ માણસે કહ્યું.

એક અજાણ્યા માણસે એ ખરીદી લીધી.



"એ સ્નોબોલને વેચી રહ્યા છે,"

મેગીએ કહ્યું,

અને એની આંખો ચોળી.

"વેચાઈ ગયું!"

અને મિસ્ટર બ્રાઉને મેગીના ઘેટાં

અને અમારી ગાયો ખરીદી લીધા.





મેગી અને હું સૂકાં ઘાસના કાતરિયામાં ગયા.

"હવે આ આપણું ખેતર નથી રહ્યું,"

મેં દુઃખી થઈને કહ્યું.

"કાલે આપણે અહીંથી જતા રહેશું."

"ઓછામાં ઓછું એમણે

માઁ નો રેડીઓ તો વેચ્યો નહીં," મેગીએ કહ્યું.

"અને આપણી પાસે હજી

સેમ કૂતરો તો છે," મેં કહ્યું.

# 3. ગતિમાન

બીજે દિવસે અમે સામાન બાંધ્યો.

"એ આપણું ટ્રક ન લઈ જઈ શક્યા,"

પાપાએ કહ્યું, "ટ્રક આપણું છે!"

"જેક, આપણો રેડીઓ લઈ આવ.

એ આપણું સંગીત ન લઈ જઈ
શક્યા!"

માઁ એ કહ્યું, અને પાપાએ

પહેલી વાર સ્મિત કર્યું.

"ચાલ, સેમ!" પાપાએ કહ્યું.







મેગીએ આવજો કહ્યું,

પણ મેં કહ્યું,

"તું કોને હાથ હલાવી રહી છે?

આપણને ઓળખવાવાળા બધા લોકો

એના ખેતર વેચીને પહેલા જ

પશ્ચિમ તરફ નીકળી ગયા છે."

"જયારે આપણે કેલિફોર્નિયા પહોચશું,

તો શું આપણે રાત્રિભોજનમાં ધૂળ ખાશું?"

મેગીએ પૂછ્યું.

પાપાએ ગિયર બદલાવ્યું અને બૂમ પાડી,

"કેલિફોર્નિયામાં કોઈ ધૂળ નહીં હોય!"

"કેલિફોર્નિયામાં કોઈ ધૂળ નહીં હોય!"

અમે ગાયું અને સેમે ઊંચા અવાજમાં સાથ પુરાવ્યો.

પાપાએ આખો દિવસ ગાડી ચલાવી.

એ રાતે અમે અમારો તંબુ

રસ્તા પાસે બીજા લોકોની બાજુમાં તાણ્યો.

"બધા પશ્ચિમ તરફ

જઇ રહ્યા છે," માઁ એ કહ્યું.

"મને મારુ ઘર યાદ આવે છે,"

મેગીએ ધીરેથી કહ્યું.

"મને પણ," મેં કહ્યું અને

પછી મેં સેમને આલિંગન આપ્યું.





અમે સૂર્યોદય પહેલા જ નીકળી પડયા.

પાપા રસ્તાની પાસેના ખેતરમાં રોકાયા.

એણે અને માઁ એ પૂછ્યું,

"શું અમે તમારી ગાયોને

દોહી શકીયે?

તમે બદલામાં અમને

ફક્ત  ભોજન આપજો."

એ દિવસે તો અમને કામ મળી ગયું.

પણ બીજા દિવસોએ કામ ન મળ્યું

અને પછી અમારી પાસે ખાવા માટે

ફક્ત પાઉં અને પાણી જ બચ્યા હતા.





એ રાતે માઁ એ પાપાને કહ્યું,

"કદાચ હવે રેડીઓ

વેચવાનો સમય આવી ગયો છે."

"હમણાં નહીં," પાપાએ કહ્યું.

"હું કોઈ કામ અવશ્ય શોધી લઈશ. આપણે હજી થોડો સમય રાહ જોઈયે."

"જો પાપાને કેલિફોર્નિયામાં

નોકરી નહીં મળે તો શું થશે?"

મેં પૂછ્યું.

"ચૂપ રહે!" માઁ એ કહ્યું.

"પાપા કોઈ નોકરી જરૂર શોધી લેશે."



# 4. મુશ્કેલી

પાપાને રસ્તામાં

નાના-મોટા કામ મળ્યા

અને અમે રેડીઓ વેચ્યો નહીં.

ત્રણ અઠવાડિયા પછી

પાપાએ ટ્રકને

એક મોટા ખેતરમાં ઉભી રાખી.

એણે ફાર્મહાઉસનો

દરવાજો ખટખટાવ્યો.

અમે ટ્રકમાં રાહ રાહ જોતા બેસી રહ્યા.





બીજે દિવસે

પાપાએ બગીચામાં કામ કર્યું,

અને માઁ એ મોટા ઘરમાં મદદ કરી.

મેગી અને મેં મરઘીના બચ્ચાને દાણા નાખ્યા.

"સારો બની જજે, સેમ," મેં કહ્યું.

"આ મરઘીઓના બચ્ચાને જોતો પણ નહીં!"

માઁ એ મારો હાથ કસીને પકડી રાખ્યો.

થોડા સમય પછી પાપા પાછા આવ્યા

અને એણે જોર-જોરથી બૂમ પાડી,

"મને એક વાસ્તવિક નોકરી મળી ગઇ છે!"

મેગી અને હું બહાર નીકળ્યા અને નાચવા લાગ્યા.

અમે હસ્યા અને ગાવા લાગ્યા,

"શી વીલ બી કમિંગ એરાઉન્ડ

ધ માઉન્ટન્સ."



એ રાતે અમે માંસ ખાધું,

અને માઁ એ અમારા માટે ગાયન ગાયું.

સવારે પાપાએ કહ્યું,

"ચાલો તંબુ સરખો કરીયે.

હવાને લીધે થોડા ખૂંટા ઉખડી ગયા છે."

જયારે અમારું કામ પૂરું થઈ ગયું

ત્યારે મેં સેમને શોધ્યો.

પણ એ ગાયબ હતો.

અચાનક, મેં એક મોટો અવાજ સાંભળ્યો.







"જેક, મરઘીના બચ્ચા!" મેગીએ ચીસ પાડી.

અમે મરઘીઘર તરફ દોડયા,

પણ ત્યાં સુધીમાં બહુ મોડું થઇ ગયું હતું.

સેમના મોઢામાં એક મરઘો હતો,

"ઓહ, સેમ, આ તેં શું કર્યું!"

હું જોરથી બોલ્યો.

પછી પાપાએ સખતાઈ થી કહ્યું,

"ખેડૂતે મને કહ્યું છે,

કાં તો કૂતરો જશે, અથવા તો આપણે."

"આપણે સેમને કેવી રીતે જવા દઈએ?"

માઁ એ કહ્યું.

"આપણા જૂના ખેતરની

હવે બસ એજ એક યાદ બચી છે."

પાપાને માઁ સાથે સંમત થવું પડયું.

મેગી અને મેં નિસાસા નાખ્યા.

"ચિંતા નહીં કર,"

માઁ એ મને આલિંગન આપતા કહ્યું.

"પાપા કોઇ બીજી નોકરી શોધી લેશે."

પણ પાપા અને માઁ ચિંતિત લાગતા હતા.

મેં સેમને કહ્યું,

"પાપાની નોકરી જતી રહી,

અને એ આપણો વાંક છે.

હવે આપણે શું કરશું?"





## 5. એક ઘર

અમે અમારા ટ્રકમાં સામાન ભર્યો
અને પાછા નીકળી પડયા.

પાપાએ કહ્યું, "આપણે ત્યાં સુધી રોકાશું નહીં
જ્યાં સુધી આપણે સાન ફ્રાન્સિસ્કો પહોંચીયે
નહીં."

"મેં સાંભળ્યું છે કે ત્યાં ઘણી નોકરીઓ છે
અને ધૂળ પણ નથી."

અમે શહેરની બહાર તંબુ તાણ્યાં.

પાપાએ કહ્યું,

"કેલિફોર્નિયામાં ભીડ છે.

બધાને નોકરી જોઇએ છે."

"આપણા બધા માટે આ એક મુશ્કેલ

સમય છે," માઁ એ કહ્યું.

"પણ તમને કંઇ ને કંઇ મળી જશે."



રોજ પાપા નોકરી

શોધતા હતા.

રોજ રાતે એ અમને જણાવતા હતા

કે એ ક્યાં-ક્યાં ગયા હતા.

માઁ એ અમને એ બધા લાંબા,

ધીમા દિવસોમાં પાઠ કરવાનું કહ્યું.





એક રાતે મેગીએ નિસાસો નાખ્યો.

"શું આપણે ફરી ક્યારેય એક ઘરમાં રહેશું?"

"ચૂપ રહે," માઁ એ કહ્યું.

"સારો સમય આવશે."

"ક્યારે?" મેગીએ પૂછ્યું,

પણ માઁ નો ચહેરો

કરડાકીભર્યો લાગી રહ્યો હતો.



પછી એક દિવસ પાપા ઘરે આવ્યા
અને બોલ્યા, "બધા માટે મીઠાઈઓ!
મને નોકરી મળી ગઈ છે!
હું એક મોટી દુકાનમાં
ચોકીદારનું કામ કરીશ."
એણે અમને આલિંગન આપ્યું
અને ખાવા માટે કૂકીઝ આપી.
સેમને પણ એક કૂકી મળી.
"શું આપણું એક ઘર હશે?"
મેગીએ પૂછ્યું.
"આપણી પાસે એક ઘર હશે,"
પાપાએ કહ્યું.
માઁ એ કહ્યું,
"અને આપણી પાસે સંગીત પણ હશે!"

અમે છેલ્લી વાર

ટ્રકમાં સામાન ભર્યો.

બીજા લોકોએ અમારી તરફ જોયું.

એ ઇચ્છતા હતા કે એમની પાસે
પણ નોકરી હોય.

પાપા ટ્રકને ચલાવીને એક

વાદળી રંગના શટરવાળા ઘર પાસે ગયા.

"ઓહ!" મેગીએ ચીસ પાડી.

"અહીં એક ઝાડ છે જેમાં પાંદડા પણ છે."

"અને કોઇ ધૂળ પણ નથી,"

મેં કહ્યું.





માઁ એ રેડીઓને ટેબલ પર રાખ્યો.

એક મધુર, ઉદાસ ગીત વાગવા લાગ્યું.

"ભગવાન, હું એક રસ્તા પર જઇ રહ્યો છું,

દુર્દશા ની હાલતમાં ..."

"આ ગીત આપણા વિષે છે," મેં કહ્યું.

"આ ગીત, મુશ્કેલ સમય

વિષે છે," પાપાએ કહ્યું.

"અને યાત્રા વિષે," મેગીએ કહ્યું.

"અને તો પણ સાથે રહેવા વિષે,"

માઁ એ કહ્યું.

ગીત પૂરું થયા પછી અમે એક-બીજાને

લાંબા સમય સુધી આલિંગન આપ્યા.

સેમે એનું નાક ઉપર કર્યું અને લાંબી કિકિયારી કરી.

"એ જાણે છે કે હવે આપણે આપણા ઘરમાં છીએ," માઁ એ કહ્યું,

અને અમે સ્મિત કર્યું.



# લેખકની નોંધ

1930ના દશકમાં, પવને ટેક્સાસ, ઓક્લાહોમા, કાન્સાસ, કોલોરાડો અને ન્યૂ મેક્સિકોના થોડા ક્ષેત્રોના ખેતરોમાંથી માટી હટાવી દીધી - એક એવું ક્ષેત્ર જેને "ડસ્ટ બાઉલ" ના રૂપે જાણવામાં આવે છે. તેજ હવાએ માટીને ધૂળના ઘેરા, ચક્કરદાર વાદળાંમાં ઉડાવી દીધી જેનાથી લોકો અને જાનવર ડરી ગયા અને સંપત્તિ નષ્ટ થઇ ગઈ. લોકો એના ઘરો તરફ ભાગ્યા અને પોતાના મોઢા પર ભીના કપડાં બાંધ્યા જેનાથી એ શ્વાસ લઈ શકે. જો જાનવર ધૂળના તોફાનમાં ફસાઈ જતાં, તો ક્યારેક એ ગૂંગળાઈ જતા.

એ તોફાન ઘણાં કારણોથી આવ્યા. કારણકે એ સમયે બહુ ઓછો વરસાદ વરસતો હતો, એટલે માટી બારીક અને સૂકી હતી. ઝાડ મરી ગયા, ઘાસ સુકાઈ ગયું અને અને મૂળિયાં સુકાઈ ગયા, એટલે માટીને રોકવા માટે કંઈ હતું નહીં. ખેડૂતોને ખબર ન હતી કે ખેતર કેવી રીતે ખેડે જેનાથી ધૂળ ઉડી ન જાય.

કારણકે ખેડૂત હવે જમીનમાંથી જીવન નિર્વાહ કરી શકતા ન હતા, એટલે એના ઘર અને જમીન વેચવા પડયા - અથવા બેંકે પાછા લઈ લીધા - એના ઉધાર ચૂકવવા. "ડસ્ટ બાઉલ" માંથી ઘણા લોકો નોકરી શોધવા માટે કેલિફોર્નિયા જતા રહ્યા. થોડા લોકોને મોટા ખેતરમાં ઓછા પગારવાળા મજૂર તરીકે કામ મળ્યું.

ભયંકર દુષ્કાળ નો અંત 1941 પછી વરસાદ આવ્યા પછી થયો.સરકારે ખેડૂતોને જમીનની રક્ષા માટે વૃક્ષારોપણ કરવાનો આદેશ આપ્યો. સમતલરેખા (કોન્ટુર) માં જમીન ખેડવાથી માટીને ઊડતી રોકવામાં મદદ મળી. કેલિફોર્નિયા ગયેલા ઘણા પરિવારોને ક્યારેય સારું જીવન ન મળ્યું અને એ ગરીબ ખેતમજૂર જ બની રહ્યા. પણ જેક અને મેગી જેવા થોડા પરિવારોને નવી નોકરી મળી ગઇ અને એવા જીવન મળ્યા જેમાં ધૂળના તોફાનોનો ભય ન હતો.